# ફિરોજ નાટક ગાયન



જેમાં

પારશી નાટક મંડળીના

## દુખી ગુલ

## પૈસાના પુંજારીઓ

અને

## ખરીદેલો ખાવીંદ.

એ ત્રણ ખેલોમાં ગવાતાં ગાયન સમાવ્યાંછે.

બનાવનાર

**ફિરોજશાહ રૂસ્તમજી બાટલીવાલા.**

ભાગ ૧ લો.

મુંબઈ.

ધી બાંબે જામેજમશેદ પ્રિંટિંગ પરેસ કંપની લિમિટેડ.

૧૮૮૪.

કિમ્મત આના બે.

# ફિરોઝ નાટક ગાયન

જેમાં

પારશી નાટક મંડળીના

## દુખી ગુલ

## પૈસાના પુંજારીઓ

અને

## ખરીદેલો ખાવીંદ.

એ ત્રણ ખેલોમાં ગવાતાં ગાયન સમાવ્યાંછે.

બનાવનાર

**ફિરોજશાહ રૂસ્તમજી બાટલીવાલા.**

---

**ભાગ ૧ લો.**

---

મુંબઈ.

ધી બોંબે જામેજમશેદ પ્રિંટિંગ પરેસ કંપની લિમિટેડ.

૧૮૮૪.

---

કિંમત આના બે.

# સાંકળિયું.

---

# દુખી ગુલનાં ખેલનાં ગાયન.



રાહ અંગ્રેજી.

નહિ મુજ સમ કોઈ અલબેલો,
બસ જગ સારી ઢુંઢી મેલો;
આ સ્વેત બદન ને રંગિન ગાલ,
લબ પરવાલાં કસબી બાલ,
જોઈ પરીયાંબી બેહાલ;
છે બીજો કોઇ ફાંકડો.— ૧

જ્યમ ભવર કમલ પર નિત ભટકે,
ચન્દ જોઇ ચકોરો તન પટકે;
જ્યમ મધ પર અગણિત આવે માખ,
મુજપર મોહિત નારો લાખ,
નહિ દેખે તો થાએ રાખ;
છે બીજો કોઇ ફાંકડો.— ૨

સઉ ખાલી ખીસે દોર દમામ,
હું ભપકામાં કાહડી લઉં કામ;
બાર બોસની સુની ડફાંસ,
જે કોઈ રાખી વિસવાસ,
ધારે તેનું સત્યાનાસ;
છે બીજો કોઇ ફાંકડો.— ૩

પરજ—ખ્યાલ.

મુજ મન તુજપર રહ્યું અટકી,
રહ્યું અટકી ગયું ઝટકી,
ઘડિ ઘડિ પલ પલ—તું વગર નહિ કલ;
મિણુ તન બિન જલ—મરે પટકી— ૧

ખ્યાલ જુદો છે તુજને પ્યારા,
કે દિલબર છે ઘણા મારા,
જો તુ રહે ઇમાની—અનુ બાપથી બિગની,
ભલે રહું સંગ જાની—ભટકી ભટકી-- ૨

તું પણ હેવું લેજે માંની,
છે બીજી નહિ મુજ જાંની,
અક્ષે જો ખરો વચન—ભલે તજુ હું વતન,
જાય ધનને સજન—છટકી છટકી.—

---

## ભૈરવી—ગઝલ.

દુનિયામાં બરકરારિ કોઇની રહી નહી,
સદા જ્યાં બખ્તયારિ કોઇની રહી નહી.— ૧

જમશેદ ને જોહાકની આથોન થઇ ગયા,
સદા બાગબહારિ કોઇની રહી નહી.— ૨

ગુનએબથી નેપોલ્યનની ગયું નામ નીશાંન,
જ્યાં તાજ ઓ તખ્તદારિ કોઇની રહી નહી.— ૩

એબુનાહો તોહમતી જાલોમે તરફડે.
ફરેબ ને બદકારિ કોઇની રહી નહી.— ૪

કિસમતની ઘંટી સઉને પીસે છે હરદમ,
ખુદા સિવાય યારિ કોઇની રહી નહી.— ૫

---

## જંગલો—ઠુમરી.

રે દુખ કહાં કહું જઇ રોઇ;
રે ગમખાર રહ્યું નહિ કોઇ. ૧

સ્વપ્ન સરીખું—સહુ મેં દીઠું;
માત પિતા સુખ સાધન સાથે દોલત પણ ખોઈ. ૨

પડી અટૂલી—શુધ બુધ ભૂલી;
આ સંકટ ઓ ખુદા હવે હું કેમ શકું જોઈ. ૩

---

## માંડ—ગરબી.

જગમાં ખોયો જન્મ જેણે—પ્રાત નહિં કરી,
સુખના શરાબથી ભરી—આ જામછે ખરી.— ૧

આ જગના બાગમાં—સુન્દર જે ફૂલ,
પમરેછે સ્વર્ગમાં—પતાલમાં છે મૂલ,
નહિ કદી કરમાય—તે ન જાયછે મરી.— ૨

અતિ મેઘે સડસે નહિ—જલ વિન કરમાય,
પતઝડી ન તોડશે—સૂર્યથી સુકાય.
લાખ જુગો વહિ ગયા—રહે નિત પમરી.— ૩

મિઠું મધ તે ફિકું પડે—અમૃત એ સવાદ,
આબે હૈયાતની તે—સમીપ શાં બિસાદ,
હૂરો ફરિસ્તાઓબિ તેને સોધે છે ફરી. ૪

---

## એમન કલ્યાણ—પદ.

પ્રિત કરવીછે સ્હેલ ઘણી પણ નિભાવ બહુ મુશ્કિલ;
સાચ રહેજો અંત તલક તો દેજે તારૂં દિલ.— ૧

પંચ તજીને જિવતાં જીવત સુણ મરવું પડશે;
એ સઘળું જો સહન કરે તો થાશે તું કામિલ.— ૨

સેજ બિછાવી કાંટાની તેપર પડવું પડશે;
અમૃત માની પીવું પડશે વળી ઝેર કાતિલ.— ૩

હે દિલ એકજને લલચાતો ના બદ લાલચથી;
નહિ તો માશુક ખફા થઈ કરશે તુજને બાતિલ.— ૪

## રાહ ઇંગરેજી.

હોમાય—મરૂરે માયો એનો માગી જરા સાંભળો વાત,
મુવા સુધારા ભુંડાએ તો છકાવી અસતરિ જાત.

(કોરસ)—જાગિયો સુતો—કુધારિયો રિવાજ,
પ્હેરે ચૂડા રાજા રૂડા—છે રાણીનું રાજ.

શારીન—આહા બાનુઓ સુણજો મ્હારી વાત ધરીને ધ્યાન,
રૂડા સુધારો ભલે જાગિયો તેનું કરૂં છું બ્યાંન.

(કોરસ)—જાગિયો ભલે—સુધારિયો રિવાજ,
બ્હેમો ભૂંડા અંતે બૂડા—છે સંપીનું રાજ.

હો૦—આય જમાને જવાન માને પરણીયોની ધાક,
મર્દ થઈ કુંડીથી બિહ લે અસ્ત્રીનો પોશાક.—જાગિયો સુતો.

શી૦—કેળવણીએ તોડી છે અબળાઓની જંજીર,
ગુલામગીરી તજી સજેછે સંપ ગરીબ અમીર.—જાગિયો ભલે.

હો૦—મડમ સાહેબો બૂટો પગમાં પટા કમરપર તંગ,
બખ્તર પ્હેરે ઓડીનું જ્યમ સૂર ચડેછે જંગ.—જાગિયો સુતો.

શી૦—દુર્ગુણને સહુ ત્યાગ કરી સદગુણ જે સજશે નાર.
શાંન્તીનું બખ્તર પ્હેરી સંકટથી પડશે પાર.—જાગિયો ભલે.

હો૦—મર્દોને માથે સ્હેંતા ને ચાલે નાજુક નાર.
મડમ કપાલે બાલ કપાવે લડવાને તૈયાર.—જાગિયો સુતો.

શી૦—ડહાપણથી મુરખાઇ તજી તન સુઘડઇમાં છે જેબ
હકો ખરા જો લડી જીતીએ તેમાં સાની એબ.—જાગિયો ભલે.

હો૦—ઘરમાં ખિચડીના વાખા ને આઇસક્રીમ ખાવા જાય,
મારવાડીઓ કરે ફજેતી લોક હસી બહુ થાય.—જાગિયો સુતો.

શી૦—કમળા રોગી પીલુ જોઇ ખુદ એબ નહી જાને,
છેદ હજારે ભરી ચારણી હિણે કડવરાને.—જાગિયો ભલે.

હો૦—સિલ્ક પોલકો, પોમેટમ, અત્તર, ખુશબો પર માર,
જિવતાં જહાનમ જાતું હોયતો પરણો સુઘરી નાર—જાગિયો સુતો

શી૦—ખરાપણાંની ખુશબો તે પમરાવે છે સંસાર,
ધન્ય ભાગ્ય તે ખાવિંદનું જે પરણે એવી નાર.—જાગિયો ભલે.

## પરજ કાલીંગડો—મ્હેત.

મ્હારી તૂટી આસની દોરી, દુખ આવ્યું સુખોએ છોરી.— ૧
મેં તો મનમાંજ બાંધી હવેલી. તેમાં બીજી વસી અલબેલી.— ૨
દિઠી સ્વપને મજને રાણી, જાગિ જોઊં સૌ ધુલધાણી.— ૩
ચઢયાં માથે આસનાં વાદલ. વર્ષે પર બેતરે દીધાં ફુલ.— ૪
ઉમેદી ફુલો ડાલ લાગ્યાં, જ્યાર પાક્યાં બિજીએ ચાખ્યાં.— ૫

---

## માલકોસ—લાવણી.

એજન કરતુક તૂ કર ઝટપટ,
તુજને કરવી છે બહુ ખટપટ.
આ દાવ ફરી નહિ આવે યાર—હિમ્મતથી તું થા તૈયાર,
ખિલ્યો છે બખ્તોનો બાહાર—ચાલ હવે ના કર ચટપટ.— ૧

તૂ દાવપેચમાં છે પૂરો—વળિ દગલબાજમાં છે સૂરો,
જે નારે તુજને દિધો વચન—મોહિ કીધાછે બિજો સજન,
ઉડાવ હવે તે ગૂલબદન—ચાલ હવે ના કર ચટપટ— ૨
આ તાલ બેઠિછે ઠીક બહૂ—વાહ એજન કોન્ના જેવો કહૂં.
બંદા તો કરશે મોજ મજા—બસ ફિરોજને એજ સજા,
ફતેહની ઉડાવ ધજા—ચાલ હવે ના કર ચટપટ.— ૩

---

## દેસ—પદ.

જગમાં નહિ કાંઇ વફાઇ મળે, બસ જોઉ બહાર સફાઇ ભલે.
તન ભીતર કપટી—છલ મન લપટી,
પ્હાંણ પ્રાંણુ—કશુ ના પિગળે— ૧

કિધુ તન મન અરપણ જેણે,
કિધી પ્રીતી તેણે જુઠી, દીધી ફાંસી ગલે— ૨

રડી તજ્યું હું ફરજંદ પ્યારાં,
તજ્યુ હું ધની ધાન ધન ધામ જુદા, હા હાય ખુદા;
હવે રાખજો લજ્જત મારી, સર્ણાગત હું તો તમારી,
બસ ભટકજુ—બમ રખડજુ—રઝડજુ—પડતી ખડતી,
ચાહે દુખના વાદલ મુજપ વરસે, હર પગલે—પગલે—
વરસે વરસે—ઠગલે ઠગલે, તરસે તરસે—ડગલે ડગલે— ૩

---

## દેશ—ગરબી.

કદી ફસજો ફરેબે ન કોઈ;
જશો દુનિયા તજી લાજ ખોઈ. ૧

જુવો જમશેદ કેવો સુજ્ઞાની,
રે ફરેબે શએતાન માની;
ગયો વ્હેરાઇ તજિ સુદ્ધ સાની. ૨

સુણ ફરેબે ફરિસ્તા ફસાવ્યા,
વળિ રડાવી દોજખે ધસાવ્યા;
કહો કેણે બુરાએ હસાવ્યા. ૩

બુરા મિરસાદકે પ્રાંણ વાળ્યો,
તિપૂ સુલ્તાન માલકે પાલ્યો;
કરી તેનો નાશ ક્રૂર ચાલ્યો. ૪

---

## પીલુ—લાવણી.

અરે હો જગવાલી સુન અરજી— ૧
મુજ ભરથાર વફાને છોડયો બેવફા મેં જાંની,
ખોટું તોહોમત મેલી તેપર કિધી લાજ ધુલધાંની,
તજ્યું શેહેર ને તજ્યો ખાવિંદ તજ્યાં બાલક જાની,
વિના વિચારે નેકી ને બદ દ્યાનત મેં પીછાંની,
મુજ કીસમતમાં સરજી—૨

લોકો કહેતાં હશે કે બીજા સાથ ગઈ હું ચાલી,
બદફેલી મેં તજિને બાલક મોટાં કીધાં પાલી,
નિર્દોશોની ઇજ્જતપર મેં ડાઘ લગાડયો ખાલી,
વ્હાલા ખાવિંદ શું તમને બતાઉં સૂરત કાલી.
સદા હું છું તુજ કરજી—૩

ખુદા હવે કંઇ દયા કરો આ મુજ હાલોને જોઈ,
પતીવ્રતા પણ મુરખ પાપણી અરજ કરૂછું રોઈ,
બક્ષો મ્હોત મુજને હવકાં દયા કરો નાં કોઈ,
હુકુમ કરોકે ગરક કરે ત્યાં દોજખની બદબોઈ,
છે એવિજ મુજની મરજી—૪

## જોગી અસાવરી.

ઓ ખુદા હવે શું કરૂં—અફસોસ કહાં જઇ મરૂં.— ૧
મુર્ખપણાને પગલે ચાલી—નેક તજ્યો વાલી,
મુજ મુખની ગઇ લાલી—સુરત કાલી—લઈ કયમ ફરૂં.— ૨
મહેલ તજ્યો ને તજિ ફુલ વાડી—તજ્યા ઘોડા ને ગાડી,
જઇ પડી નર્ક ખાડી—થઇ હું આડી—દુઃખ દિલ ભરૂં.— ૩
તજિ આરામી ઇજ્જત ખાસી—બની હવે હું દાસી,
કરડું છું ટુકડા વાસી—રહી ઊદાસી—મુર્ખ પણુ ખરૂં.— ૪
બાઇ જોઉં ધણી ફરજંદ મારાં—ફરિસ્તાઈ મુખવારાં,
નાખી લ્યાનત તે પ્યારાં—રહેશે ન્યારાં—કયમ પગ ધરૂં.— ૫
જે પડશે ધીરજથી રહેવસ—દાસી થઇને રહેવસ,
કોઇને નહિં ઓળખ કહેવસ—એટલુંજ બસ—હવે નહિ ડરૂં.— ૬

## જિંઝોટી—ગજલ.

થઈ ગઇછે નજર સહુની દુખીનીપર અરે કાતિલ
બધાં કાલે હતાં સદકે જુવો આજે કરે બાતિલ. ૧

અરે કિસ્મત બુરે વખ્તે મને હ્યાં કાં લઈ આવ્યું;
હતી હું તો હુકુમ કરતી ગુલાંમી થઇ હવે હાસિલ. ૨

કહો જાલિમ સતાવે કાં કમોદિની કરી મુજને;
ખિલવતો જે સુરજ મુજ તન કમળ પેરે થઈ વાસિલ. ૩

અરે ચંદ્રા રહેમતથી તુ મુખ મારૂં હસી જોતો;
હવે દીદાર કાં છુરકે જરાતો કેહ ફલક જાલિમ. ૪

---

## રાહ ઇંગરેજી.

રે જુઓ વખત શો આવ્યોછે ગઇ રૂડી સુદ્ધ ને સાન,
નહિ મળે માન કઇ મર્દોને હિચકારાને નહિ નાન;
ગજવે કાંણા હાથે છૂટા હૈડે ફૂટા ઇનસાન,
બહુ ગજના ગજ તો ભરે ફાડતાં તશુ જાયછે જાન.

(કોરસ) રે સસ્તાં માન—સોઝ્ઝાં માન—લ્યો મારા મ્હેરબાન;
છે સડી સુપારી ઇલાયચી ને સુકાઇ ગયલાં પાન. ૧

જો અસલ કોઇ બ્હાદુર કે ગ્નાની કરતા નવાઇ કામ,
તો હાથથી ધન ને જાગીરોથી મળતાં સવાઇ દામ;
પણ હાલ જુઓ કાગલ ચિથડાં વળિ ચાંદતણાં ઈનામ,
તે પણ પાછો જઇ પડશે મ્હોત પછી સરકારી ઠામ. ૨

કઇ સ્ટાર અને કંપેન્યન કોઈ ઇંડયાના જાહેર,
કઇ ખાંડ ગોળ ને સાકર સાહેબ વહેંચ્યા શ્હેરો શ્હેર;
એ ખિતાબ ઝાંખી ખોલ ઉતારે આ કેવું અંધેર,
જયમ જમાલ ભેંસ ન પાપ વડું લાવ્યો રાજી થઇ ઘેર. ૩

જિવનો જોખમ ખેડીને જો તમ જાંન બચાવો ભાઇ,
તો ગોલ ધાતુના કટકા પામો ચાંદ છાતિ લટકાઇ;
રે ચિથડાં તો ફાટાં તૂટાં નહિ મળે ખાધની પાઇ,
ઘો મુછપર તાવ પેત લઇ ખાલી બાંકા બનો સિપાઇ. ૪

જો સ્હેર સ્હેરથી રાજા આવે મળે તોપનાં માન,
તો મનુષ બેલ ખર ઘોડા ગણુશે સ્યાનાને નાદાન;
તેનો રાજા સહુ ખરચ ચૂકવે ખજવાટીને કાન,
તારૂં ભોજન તારો દારૂ તું જમ મારા મેંજબાન. ૫

ત્રણ વર્ષે સૂતા જાગે સહુને હલી મળેછે સ્હેર,
વોટર મેળવવા કોર્પોરેટર ભટકેછે ચોમેર;
નહિ કદર મળે કઇ લાયકની છે ખુશામદી અંધેર,
ગાડી બેઝાડી વોટ લેઇને સુખે પોઢે ઘેર. ૬

---

## ભૈરવી—મુસ્તઝાદ.

મેં આ જગમાં આવિને—રૂડા ન કિધાં કાજ—અફસોસ કરૂં છ આજ;
શયતાનને રિઝાવિને-ભવમાં ડુબાડયું જહાજ—અફસોસ કરૂં છ આજ.—૧
વ્યર્થ જનમ ખોયો—તેં ધરી ભુપર ભાર—કાંય હો બદકાર;
પર ધન્ય નારિ મોહયો—ન્હેર્યાં કપટી સ્હાજ—અફસોસ કરૂં છ આજ.—૨
લોકો સઘ્ને બોલે—લુચ્ચાનિ દિવાળી—છે કહેવત ખાલી;
બોલે ન. પાપ બોળે—અંતેજ જશે લાજ—અફસોસ કરૂં છ આજ.—૩
ખુશિથી માંગુ મર્ગને—પણ આવે કેમ કજા—નહિ પુરી થઇ સજા;
કર્યું ન જોમ મર્ગને—યમ હાર નર્કમાંજ—અફસોસ કરૂં છ આજ.—૪
જોઇ મુજ બદ હાલી—સઉ ચેતજો સદા—ન તો બાફશે ખુદા;
થશેજ પાયમાલી—જો રૂહશે જગરાજ—અફસોસ કરૂં છ આજ.—૫

---

## ભૈરવી—પદ.

બક્ષો મને રજા—ખાવિંદ હવે બહુ થઇ સજા— ૧
નથી મુઇ તે નાર—જેને મનાવિયો ખરો ભરથાર,
તે હુંજ છું બદકાર—જવાબદેસ શું રબ દરબાર;
હો સુન સુઘડ પતી—જો મુજ કરમ ગતી,
તેં દુખ ખમિયું અતી—માફ કર કહું હું ખતી;
હું કરસ ત્યાં દુવા—પડી નર્કમાંથી પ્યારા જાબજા— ૨

તું રાખજે મયા—મુજ પ્યારાં બચ્ચાં ઉપર સદા,
હું માંગીને દુવા—ગુનાહનું કરસ કરજ ત્યાં અદા,
ફિરોજ વ્હાલા ફિરોજ—યાદ કરસ ત્યાં હરરોજ,
માફ કરે મુજને તોજ—અંત દુખ ઉતરે બોજ;
બતાવ ખુશ દિદાર—કે ખુશી થઈ જાઉં સંગ કજાં— ૩

## ભૈરવી.

બદનામ થઈ—દિલદાગ લઈ—દુનિયાથિ ગઈ—કપટી છલથી.—૧
નહિ ધ્યાન કસે—આ હાલ થશે—પસતાઇ જશે—અનને જલથી.—૨
બહુ ધ્યાન ધરી—તું તોલ ફરી—જે વાત કરી—મનના બલથી.—૩
કપટી જરશે—સુખને તરશે—અંતે મરશે—કરણી ફલથી.—૪
ફીરોજ કહે—દુખ તે નસહે—જે ચેતિ રહે—કપટી કલથી.—૫

# પૈસાના પુંજારીઓના ખેલના ગાયન.

## કાલીંગડો—લાવણી.

સોલો—નહિ મળે કાંઇ હુશિયારી, ના કર ફોકટ ફિશિયારી.— ૧
નહિ શાહ બબરચી આયો, કે મુજપર ગુમાન લાયો,
તું શું જાણે પકવાનો, અકડાઇ મરે છે શાનો,
નહિ કડછી મારી જાની, નહિ રાંધિ શકે એક વાની,
કેહુ કેમ બને છે કારી.— ૨

દોલો—એક પઇના ચણા મંગાવી, મણુ પોણો મરચાં લાવી,
ઉકાલ ચઢાવી ચૂલે, મરચાં જ્યારે બહુ ફૂલે,
ઘી નાખી શેર ઘુંટાવો, નિંમક બે ફરા ઝુકાવો,
નહિ થશે કચૂ તે ખારી.— ૩

સોલો—કપ ચાહ તે કેમ બનાવે. જે પોતાં મનને ભાવે,
દોલો—કિટલી પાંણી લઇ સાજું. રેડો ચમચો દુધ તાજું,
નાખી ચાહ તોલો ઉકાળો, પોણું દુધ પાંણી બાળો,
પી નાખી ખાંડ ઉતારી.— ૪

સોલો—કેરીનું આઇસક્રીમ સીતલ, તેં કીધું જા ન્હેર ચીતલ.
દોલો—લે બંદા કહિ સંભલાવે, પછી સાડી તને પ્હેરાવે,
સાંચામાં કાપી કેરી, દુધ બરફ સાથ તે ભેરી,
ફેરવો નિમક છટકારો.— ૫

સોલો—નહિ પલાવ રાંધી જાની, શું કરશે તું બિરિયાની,
દોલો—વાહ વાહ હિક ઢોંગ લગાવી, શીખે છે મને ઠગાવી,
શું સંઘો ઇલમ કહીને, હું ભુખે મરૂં રવડીને,
સમજુંછ તાલ હું ત્હારી. ૬

## ખમાંચ--જીલ્લો--પદ.

મને પૈસો પ્યારો છે બાપૂ; જીવ જાય ભલે—નહિ પઇ આપૂં.—૧
સગો બાપ કે ભાઇ ન જોઉં; આવે તેનું ગલું કાપૂં.—૨
ગરજિ જાળમાં કરજિ ફસાવી; તાલ કરી રસ્તો માપૂં.—૩
આડો અવડો હાથ ફેરવી; પડયું ખડયું સઉ ચાંપૂં.—૪
ધન મેલવવા ભુંડું ન ચૂકું; માંગે તો હું ભરૂં ડાપું.—૫

---

## જોગી આસાવરી--પદ.

સ—મુબારક રોજ મુબારક; આજે;
હમે ગાયે તમારે કાજે.— ૧

સ—સદા સુખી રહિ ન્યામત ચાખો કિર્તી જગતમાં ગાજે;
જ—કાલે મારી ગિબત કરીને-આજ વખાંણિ ન લાજે.—૨
સ—ખુદા ચૈન આરામી સાથે-વરશો ઘણાં નિવાજે;
જ—કહયો જેણે ભુંડો હતો તે-આજ ભલો ન બિરાજે.—૩
સ—દર્દ બલાઓ નાબુદ થાઓ-સુખ તમ પર નિત સ્હાજે;
જ—કાલ સરાપો દેઈ લાખો-આજ બળો છો દહાજે.—૪
સ—ચાલો હુરરે પુકારો ભાઇ-તન મન એક અવાજે;
જ—માન મઉ એ છે પૈસાને-મુજને તો નહિ છાજે.—૫

---

## રાહ ઇંગરેજી.

બચુ—પૈસા સમ આ દુનિયામાં—સુખ મલે નહી કોઈ;
પૈસો છે સઉથી આલે—નાખે એઓ ધોઈ.

કોરસ-પૈસા પૈસા પૈસા પૈસા—પૈસા નીમ ખુદા;
પૈસા પૈસા પૈસા પૈસા—પૈસે દોશ જુદા.— ૧

જર—પૈસો પૈસો ના કરોજી—છે હાથોનો મેલ;
પૈસાદાર સુગુણ વિન તો—છે શણગારેલો બેલ.

કોરસ-પૈસા પૈસા પૈસા પૈસા—પૈસા રહે ન સદા;
પૈસા પૈસા પૈસા પૈસા—પૈસે જૂઠી અદા.— ૨

બચુ—પૈસો સંકટ ટાળે સઉ—પૈસાથી બચશે લાજ;
પૈસો દુઃખ નિવારીને—પૈસો સઉ કરશે કાજ.— ૩

જર—પૈસો પાપ કરાવે બહુ—પૈસાથી છે કંકાસ;
પૈસો લટકાવે સૂળી—પૈસાથી સત્યાનાસ.— ૪

બચુ—પૈસો દુશમન દોસ્ત કરે—પૈસે આવે સઉ પાસ;
પૈસો તનમાંબી પોસાએ—પૈસે સઉ જન દાસ.— ૫

જર—પૈસા કરતાં ઇલમ વડો—નહિ છે તેની કંઇ દેહેશ્ત;
પૈસા વિન જનમ સુધારીને—ઇલમ પ્હોંચાડે બહેસ્ત.—૬

બચુ—પૈસો ઇલમ ખરીદ કરે—પૈસાએ મળશે માંન;
પૈસો ધરમ સિખાડે સઉ—પૈસાએ બચશે જાંન.— ૭

જર—પૈસો ફિકર કરાવે ને—પૈસો બળિ થાશે ખાખ;
પૈસો ચોરો લૂટી લેશે—ઇલમ સદા ફળ ચાખ— ૮

---

## પ્રભાત—પદ.

આજ આગ લાગિછે—જુદાઇની આ તનમાં;
મ્હોબતનો મેવો તો—બળેછે દુખ વનમાં.— ૧

પ્રેમના તું પાંનીથી—બુઝાવ પ્યારા લગનમાં;
ન તો ભસ્મ થઇ, આસ—રહેશે મનની મનમાં.— ૨

ચિત મારૂં સદા રહયું—ધનનાજ પ્રેમ ધનમાં;
મોર જેમ મગ્ન થાય—મેઘથી શ્રાવનમાં.— ૩

પ્રેમને હું દેહડે ધરૂ—ધ્યાન સુભજનમાં;
મિટે પ્યાસ એજ આસ—કોયલની વનમાં.— ૪

## કાફી—ઠુમરી.

હું તો અલબેલી પૈસાથી પૂર;
મુજ મુખ પર ચમકે લછમિ નૂર.— ૧

કોન બિજી છે મુજની બરોબર;
ખરચે નાણું કહાડી ગરોગર;
લાખ કિમ્મત મુજ મ્હેલની ધૂર.— ૨

સઉ કહે મજને મોટાં બાઇ;
આવે જ્યાર મજબમાં રાઇ;
ગુસ્સો જોઇ સઉ ન્હાશે દૂર.— ૩

હાથો જોડી આગલ આવે;
પગે પડી સઉ મને રિઝાવે;
સહાજાદા, સૌદાગર, સૂર.— ૪

---

## કાહાનડો—પદ.

મુરખા મુખ સાંનૂં જોએ;
ચાલ ઝડપથી દાવ માંડ.— ૧

પાસા જ્યાર હું નાખું દાવ પર—છકથી બાજી ખોએરે;
એક ઘડીમાં સાફ થઈને—હારિ રખે તું રોએ.— ૨

એમ બેસ ખાલી તું મુજને—દમ ભરાવે તોએરે;
દુખ દોરામાં રખે રડીને—આંસૂ મોતી પોએ.— ૩

---

## પીલુ—ગજલ.

ખુશી ખુરમી કરો યારો—અહાહાહા અહોહોહો;
જિગરના દર્દને ટારો—અહાહાહા અહોહોહો.— ૧

શરાબી જામ સાકી ભર—હરખથી ઉછલે જીગર;
બરાંડી લાવની સારો—અહાહાહા અહોહોહો.— ૨

મિયા સાહેબ મજા હે કયા—પ્યાલા તાતિઆ વાઇચ્ય તરિ ધ્રૂયા;
મિઠા છે સ્વાદ કે ખારો—અહાહાહા અહોહોહો.— ૩

ફકર મધપાન ખપે આંકે—એં ટાળ્ કોઇ કરે નાંકે;
વિંજ તોજો મું કર કારો—અહાહાહા અહોહોહો.— ૪

જુગારી ખેલ કિસ્મતનો—વગર રંજે નફો તમનો;
ઝિતો કોઈ, કોઇ હારો—અહાહાહા અહોહોહો.— ૫

---

## રાગ કાફી—પદ.

ધન ધન્ય તે ઘડી કયાર આવશે;
મુજ મનની મુરાદો બર લાવશેરે.— ૧

ધનજીશાહનો મેં હાથ ન લીધો;
ન ધાર્યું કે ધિક્કાર બીજ વાવશેરે.— ૨

એમના ભલાંનું કાજ કિધું કે;
મને પર્ણિ બધાં સુખ ગુમાવશેરે.— ૩

ધન ધન વ્હાલા અનમોલ ધન તુ;
ફરી કયાર પ્યારથી બુલાવશેરે.— ૪

સઘલો ખુલાસો કરવા તેને;
ખુદા કયાર લાગ ભલો ફાવશેરે.— ૫

માતાજીને માસાનો ડર;
મિટાવી ખુદા કયારે પરણાવશેરે.— ૬

---

## રાહ ઇંગરેજી.

લોભ દ્રવ્યનો મૂળ પાપનું—લોભ લુટાવે માન;
લોભ કરાવે ફિકર ઘણીને—લોભ કરે બેજાન;
લોભ તજાવે પુન્ય ભલાંને—લોભ સજાવે પાપ;
લોભ ખુદાને વીસરાવેછે—લોભ જગતનો શ્રાપ.— ૧

લોભ દેખતો કરે આંધળો—લોભ પડાવે વેર;
લોભ કસોટી ખરાપણાની—લોભ ખુદાનો ક્હેર;
લોભ દોસ્ત દુશમન કરશેને—લોભ કરે સુખ દૂર,
લોભે જનમ અકારત જાએ—લોભે ઇજજત ધૂર.— ૨

**પા**ર પડો જો લોભ નેકિનો,
**ર**હો કરી દિન રાત;
**સી**ધે રસ્તે સ્વર્ગ પ્હોંચશો,
**ના**મ થશે વિખ્યાત;
**ટ**ળશે આફત બન્ને જગની,
**ક**રશો જો રબ લોભ;
**મંડલી**માં માનપા મશો,
**ફીરોજ** લોભે શોભ.— ૩

# ખરીદેલા ખાવીંદના ખેલનાં ગાયન.



## કાલીંગડો--લાવણી.

રૂપે રૂડો કર્મે ભૂંડો મોતીનો દાણો;
છે કોઈપણ મુંબઈમાં સુખલા જેવો સ્યાણો.— ૧

કાજખોરનો ધંધો મારો—છે સહુથી જે નેક,
કોઈ જોડાં તોડે પણ—બંદા જોડે કઈ એક,
વર કન્યાના માબાપોને—નાચવું હાથો પર,
સોનાના દોરડાં બતાવું—રૂપાના દાદર;

જુલ.

બદસૂરત કોઈ કહું બહૂ રૂપાળી,
ગોરી કન્યા છે કહું હોય જો કાળી,
પૈસાએ પૂર કહું હું ભપકો ખાલી,
ઘર પુછતો આવે, જાઉં ફૂલી ફાલી,

ભલા ભલાને ફસાવું હું—હોતો કાં નહિ રાણો.— ૨
પવન જોઈ હું પીઠ ફેરવું—સમે બજાવું કાજ,
તેમાં જો સપડાઇ ગયો તે—ગઇ શું મારી લાજ;
લગન થયાંકે તુરત રૂપૈયા—માગું હાથો પર,
પછિ મુરદાંઓ બહેસ્ત કે—જાવો દોજખ અંદર;

જુલ.

કોઇ જોડું જો બને કદી સુખવાસી,
તો બંદાને આબરૂ મળેછે ખાસી,
કોઇ જોડું જઘડાવી કરૂં ઉદાસી,
છતે ભોજને રાખું હું એહુ ઊપવાસી,

હુંજ જોડુંને કારજ તોડું—બનું હું અંજાણો.— ૩

## રાહ ઇંગરેજી.

રે આજ કાલતો ઉદ્યમ છોડી જપે કોઇ મન માંહ્ય,
આવા બેઠા તપ કરે તેમ ધક હરામના ધન માંહ્ય;
ધન ફોકટનું ભટકી શોધે જ્યમ વાઘ ફરે વન માંહ્ય,
જો ઉદ્યમ કરવા કહો ધડધડતી તાવ ચઢે તન માંહ્ય.

(કોરસ) આળસથી ડુબશે ભવસાગરમાં ઉદ્યમથી તરશે;
આફતમાં પણ તે સાહેબ તારો સદા હાથ ધરશે. ૧

હાથો જોડીને કરે કોઇ તો અરજ ખુદાને એમ,
તું કર મુજને તાલેવર અચબુચ દેખું સ્વપનો તેમ;
નાખો તોડા રૂપિયાના મુજપર વરષા વરસે જેમ,
નહિ મુરખ જાંણતો તોડા પડશે તો તે જીવશે કેમ.

(કોરસ) આળસથી ડુબસે ભવસાગરમાં ઉદ્યમથી તરશે;
આફતમાં પણ તે સાહેબ તારો સદા હાથ ધરશે. ૨

ઘેલા સમ આસમાનને ધુરકે હરખે વાદળ જોઇ,
સટ્ટો કરતાં વરષાદતણો ઝઘડે રબ સાથે કોઇ;
વળિ અફિમ શેરના સટોરિયા સાંમી દોલતને ખોઇ,
તેજી મંદીના સ્વપના જોઈ પડે નિંદમા રોઇ.

(કોરસ) આળસથી ડુબશે ભવસાગરમાં ઉદ્યમથી તરશે;
આફતમાં પણ તે સાહેબ તારો સદા હાથ ધરશે. ૩

પત્થર સાથે માંથું ઘસડી કહિ કોઈ જોડે હાથ,
સસરો તાજો બઇરી ખુબસૂરત બક્ષો મુજને નાથ;
વળિ કોઇ મુરખને વાડી ગાડી લાડી જોયે સાથ,
સહુ હરામ ઉપ્પર હાથ મારવા જબરી ભીડે બાથ.

(કોરસ) આળસથી ડુબશે ભવસાગરમાં ઉદ્યમથી તરશે;
આફતમાં પણ તે સાહેબ તારો સદા હાથ ધરશે.— ૪

## જિંઝોટી—ગરબી.

કલજુગ તારી—રચના ન્યારી;
ભેદ ભરીછે ભારીરે. ૧

પાપી નાવ તરેછે દરિયે,
પુન્ય ડુબે દુઃખયારી રે;
ઉદ્યોગી તો ભૂખે તરફડે,
પેટ ભરે ધૂતારી રે. ૨

સખી શેઠિયા વાડી વેચે.
ઘર બાંધે ભીખારીરે;
શેઠાંણીની સાડી ફાટેલી,
ચાકરડી જરતારી રે; ૩

કુળીનને સહુ ભુલી જઇને,
ધનથી બાંધે યારી રે;
પતી હજારો રૂપિઆ માગે,
જો પરણે કુમારી રે. ૪

દેવળ દેહરે દરશણ બ્હાંને,
ચોરી કરે ભજનારી રે;
ધૂપ દીપ તો ક્યાંથી લાવે,
ભૂખે મરે પૂંજારી રે. ૫

---

## દેશ--લાવણી.

જુની આંખે નવો ઢંગ આ જુવો જમાંનાનો; ૧
દમડીની ડોસી મુંડામણ ખરચ સવાકાનો.

ભુખે મરીને મોજ કરેછે ભપકાના ગરજી,
પચાસનો તો પગાર સો કયાંથી લાવે વરજી;
બે રૂપિયાની સાટિન સિલાઇ દસની લે દરજી,
આખે કપડે છતે સેંકડો થિગડાં પર મરજી;
મોભ કપાવી ગિલ્લિ ઘડાવે કોઈ નાદાનો. ૨

નક્કર વાળા સોનાંનાની ઘણામણો સસ્તી,
ગમતા નહિ એ વધતીનાં લખ્ખણની છે મસ્તી;
ઘડાઇ ચાલી તોલે વીસ રૂપૈયા પર ખસ્તી,
સોનાં કરતાં દોઢિ ઘડઇ પર ડાંકતણી વસ્તી;
મોંઘાં માટી લેછે, વેચી સસ્તો મોતી દાંણો. ૩

સો મેળવવા હજાર ખોએ કોરટમાં જાઈ,
માંડવાળ કરવા ઘરમેળે સમજે નહિ ભાઈ;
કાળા જબ્ભા બલૂ કોથળા ગયા દ્રવ્ય ખાઈ,
બે લડતાં તો ત્રીજે કીધી કમાઇ હરખાઈ;
જિતશે તોપણ જોડા ખાશે સમજે તે સ્યાનો. ૪

સોનું કાઢવા ધરતીમાંથી તેના કાઢ્યા શેર,
દ્રવ્ય આઇતાં કાજ કંપની સ્થાપી સ્હેરો સ્હેર;
લાખો ખરચી રાખો કીધી ચઢી હેમની લ્હેર,
થાપણ ડુબી દસ વીશ તોલા સોનું લાવ્યા ઘેર;
બકરો કઢિતાં ઉંટડો પેઠો ભરાઇ ગઇ ખાંણો. ૫

---

## મુલતાની--પદ.

મળિ ગયા આ ઠામ—જુઓ સહુ,
મળિ ગયા આ ઠામ. ૧

મોટા મોટા મ્હેલો બાંધી—લખપતિ રાખ્યાં નામ,
પણ વાયૂ સ્થળ જળનું પ્રભુને—દીધું ન દમડી દામ. ૨

બાટલીવાલા જેવા શેઠો—ધર્મિ કરી શુભ કામ;
અંતે કાળ શરણ થઇ કીધો—વાસ બેહેસ્ત મુકામ; ૩

ભક્ત રાત દિન ભક્તિ કરીને—તંનથી કાઢ્યા ધામ;
તજિ જગની જૂઠી માયા, ભજિ—માળા આઠો જામ. ૪

જે આવ્યા તે જાશે એ પથ—છોડિ જગતનું ઠામ;
ધરણી માતને અરપણ થાશે—હાડ માસ ને ચામ. ૫

## કાફી--ગજલ.

ખુશાલ રેહજો જોડું કાયમ—હોજો શાદી બ્હાર મુબારક;
અએશો અશરતથી રહો દાયમ—રહેજો સદા દીદાર મુબારક.—૧

સદા સુખા રહી જિવતાં રહેજો—કદી બલા આફત ના સ્હેજો;
હલી મલી દેજો ને લેજો--એક બીજાનો પ્યાર મુબારક.—૨

દર્દ ગમી સઊ દફા થાજો—કદી ખુદા ના ખફા થાજો;
દુનિયાના સઊ નફા થાજો—નેકીનો સંસાર મુબારક— ૩

---

## જિંઝોટી--જિલ્લો--પદ.

જગમાં ભરીછ ભુંડી ઠગાઇ;
ભરોશો કદી ન રાખો ભાઇ. ૧

ભાઇ બ્હેનને માત પિતા શું.
ધુળની સર્વે સગાઇ;
અજાણની ગાંઠે ધન જોઈ.
સહુ કહે મારી મમાઇ. ૨

દાઢ દાંતને મંજન કરતાં,
નિત્ય સવાર ગુમાઇ;
ગરજ સમે બહુ દુઃખ દેઇને,
મેલી ચાલતી થાઇ. ૩

પેટ શેઠની વેઠ કરંતાં,
સર્વે ખોઇ કમાઇ;
લેશ વાર ભોજનને લાગે,
પડું પગે ફસડાઇ. ૪

સાંભળ બાઇ જુવાંની સુંદર,
એ પણ જૂઠ જણાઇ;
આ તન જે તું તારૂં કહેછે,
એમાં નથી સચ્ચાઇ. ૫

## ગૌરી--લાવણી.

ક્હાંણી શું કહું હું મારી;
નહિ મળે નસિબની યારી. ૧

કંઈ લાખો તરકટ કીધાં,
કંઇ જનને ફાંસી દીધાં;
પણ અંતે થયો ભિખારી.
હું કેવો કાબિલ યારો, ૨

કે દીસે બતાવું તારો;
એવી મારી હુશિયારી. ૩

મુંબઈમાં છું જાંણીતો.
સૂરતમાં પણ માંનીતો;
ઓળખે સહૂ નરનારી. ૪

છે કાળ ચંદ્ર શું મારો.
બેઠો કે ક્હોની યારો;
રઝડું જાઉં જ્યાં ધારી. ૫

નહિ જશ પામ્યો સૂરતમાં,
ખાસડાં પડયાં મૂરતમાં;
થઇ ભંગ ઉમેદો સારી. ૬

હું હવે વરોદ્રે જઇને,
કેકીની ખબરો લઇને;
બસ મારૂં તડાકો ભારી. ૭

---

## કાલિંગરો--દાદરો.

સદા સંગત રૂડાંની કરિયેં—ભૂડાંથી ડરિયે. ૧

વનનું ચંદન ઝાડ તો—દે સહુને શુભ વાસ;
દુરગંધી ત્યાગી સહુ—વૃક્ષો પમરે પાસ. ૨

ભલો ભલાઈ ના તજે—કુમતી દુરઆચાર;
કુળિન સ્ત્રી ન લજ્યા તજે—વેસ્યા નિત સણગાર. ૩

સંગત જેવાની કરો—તેવા થાશો ભાઇ;
મુંગાને સમજાવવા—જીભ તજે ચતુરાઇ. ૪

સંગત રૂડી સાધતાં—જાશે બૂરા ઢંગ;
કાથો ચૂનાને મળી—લાલ દિપાવે રંગ. ૫

રૂડાંથી રૂડાં બને—સદગુણ રહે નિભાઇ;
જે દિવડે લાખો બને—તેજ ઘટે નહિ કાઇ. ૬

---

## સિંધુ બરવો—ગરબી.

સખી જેમ રાખે પ્રભૂ તેમ રહિએ રે;
સુઃખ સાથે દુખો પણ સહિએ. ૧

દિન કોઇ ગાડિએ ફરિએરે,
કદિ તડકે પગોથી વિચરિએરે;
દુઃખ દિલમાં કદી નહીં ધરિએ. ૨

નહીં રોજ મળે મીઠાઈરે,
કદી વાસીઆ ટુકડા ખાઈરે;
સંતોષી રહેજો બાઈ. ૩

જરતારી પહેરી સાડીરે,
નવ ગરવી થશો જઇ વાડીરે;
છે લાખ નદીઓ આડી. ૪

બની શેઠાંણી કામ કહિએરે,
કદી ચાકરડી થાઇ રહિએરે;
સંતોષ ધરી સહુ સહિએ. ૫

સૂર્ય ચહડશે ઉંચો મધ્ય દિશેરે,
વળિ આથમતો પણ દીશેરે;
રહેશે ન નીચે સદા રીસે. ૬

પ્રભૂ ચહાશે તેમજ થાશેરે,
રંક રાય થઈ પણ જાશેરે;
ગમ રાજ ખોઇ કોઇ ખાશે. ૭

---

## ભૈરવી--ઠુમરી.

મારી મહિની મટુકી શામે લૂટીરે.— ૧

જુઓ સખી શો હાલ કિયોછે
મોતન માળા ટૂટીરે. ૨

દૂધ દહીની ઘાગર મારી
મસ્તક ઉપર ફૂટી રે. ૩

શામ સુઘડનાં દર્શન કીધાં
દરિદ્ર દુખથી છૂટીરે. ૪

---

## ખમાચ--ઠુમરી.

સુરત શુભ લાગી પ્યારીરે—મતવારી;
પ્રીતમ સહુ તારી બલિહારી. ૧

વિણ દેખે ન કઇ ભાવે,
પ્રિતમ કાં મુજને તરસાવે;
કોઇ જઇ કહો તુરત આવે,
મરૂં તે વિણ દુખિયારી. ૨

## ભૈરવી---પદ.

જગત સુખ નારિ સમાન ન કોઇ,
સરસ સંસારી એ ખુશબોઇ. ૧

મિત્ર સગા સહુ સુખના સાથી,
કરશે તે બદગોઇ;
સત્ય એક એ સાથી તમારી,
ન તજે આફત જોઇ. ૨

જળી બળી કમું સાંજ સમે પતિ,
ઘર આવે ધન ખોઇ;
મધુર પ્રેમરસ પ્યાલો પાઇ,
દિલ દુખ નાખે ધોઇ. ૩

સુખ ગોરસની રવૈ જગતમાં,
નારી હાથ વલોઇ;
દુખ બાગે પણ અમૃત ફળની,
નારે વેલો બોઇ. ૪

ધરિ સંતોષ આસું આફતનાં,
ધીરજ ધાગે પોઇ;
ધન્ય નાર જે દુખ વેઠે, પણ
બ્હાર જણાય ન રોઇ. ૫

---

## મુલતાની--પદ.

તમસાથ લાગી પ્રીત—વ્હાલા,
મારી તમ સાથ લાગી પ્રીત. ૧

ગળે લગાડી ગરદન મારી,
કયા ગાંમની રીત;
કઈ એવડી ચૂક પડીકે,
ફર્યું તમારૂં ચિત્ત. ૨

તમ વિન ભોજન કેમરે ભાવે,
રહિ શું કરૂં મંડિત;
તમ વિયોગ અંતર કોરે જેમ,
લોખંડ ખાઓ કીટ. ૩

મીણુ સમાન જે હૈડું તમારૂં,
કીધું અરજથી અજીત;
હાથ જોડિ હું વિનતી કરૂંછું.,
કાંય કરોછો ઝીત. ૪

પતિવિન જગમાં જિવતર જાણે,
પાયા વિનાની ભીત;
જુઓ સ્વામિ તમ મેલી ગયાતો,
આંસુ વહેછે નિત.

---

## પિલૂં--ગરબી.

પડશો નવ કોઇબી કુસંગમાંરે લોલ,
સદગુણ તજશો લાખ—થશો ખાખ;
નીતિ ભંગમાંરે લોલ. ૧

ભોરડીનો સંગ કરી કેળ કુટેરે,
હિંગ ભેળ્યું અતરથી દુરગંધ છુટેરે;
પતંગ થશે કાળી—જશે લાલી,
ગળી રંગમાંરે લોલ.

દૂધતો ખટાસ સંગથી ફુના થશે,
છાંય સુવો નીમની મોં કડવું થઇ જશે;
અસ્વ અસિલ જાત—કસે લાત,
ખરો સંગમાંરે લોલ. ૩

મેળિ જળો છાતિપર ન દૂધ ધાવશે,
બુરાઈમાં બુરો રિજે ભલું ન ભાવશે;
નાગ દૂધ પાન—કરી પ્રાંણ,
લિએ ખંગમાંરે લોલ. ૪

ઘસાઇ વાંસ વન ફિરોજ સંધુ બાળશે,
ઝાડ ભલાંને જુઓ! નફો શું આલશે;
જોડે જડ લાલ—થશે આળ,
સુંદર નંગમાંરે લોલ. ૫

